# "મૌલાના"ની ગાદીની ત્વારીખ.

દાઉદી વ્હોરા કોમના વડા ધર્મગુરૂ નામદાર મુલ્લાંજી સાહેબ સૈયદના તાહેર સૈફુદીન સાહેબને તખતનશીન કરવાનો આજનો મુબારક દીવસ વોહરા કોમની ત્વારીખમાં યાદગાર રહી જશે. વોહરા કોમ હીંદુસ્તાનની કરોડોની વસતીમાં વેપાર ઉદયોગની ઝેન, કુનેહ અને બાહોશીમાં આગળ પડતી હોવાને સબબે દેશના આરથીક સુધારા વધારાઓમાં બહુજ અગત્યનો હીસ્સો આપે છે. આ કોમની એક ખાસ ખુબી એ છે કે તે તેમના સમાગમમાં આવતા બીજા ભાઈબંધો પ્રત્યે અત્યંત મીલનસાર અને તાઝીમતવાઝી માલમ પડે છે, કે જેથી સામા આસામીઓના દીલ તેઓ એકદમ જીતી લે છે. આ કોમને કુદરતી રીતે સરકારી કે ખાનગી નોકરી પ્રત્યે અભાવ હોવાથી કોમનો મોટો ભાગ નાંનો કે મોટા પાયા ઉપર વેપાર ધંધામાંજ નાનપણથી જોડાતો હોવાથી ખાસ કરીને આ ઈલાકાની વેપારી કોમના એક બહુજ અગત્યના ભાગ તરીકે ઓળખાય છે. તેઓ મહોમેડન ધરમના શીયા પંથને લગતા છે. તેઓ એક નીયમ તરીકે બહુજ નમાના-સભ્ય અને સુલેહસંપજમાં તથા રાજ્ય તરફ વફાદાર રહેનારી પ્રજા તરીકે જાણીતા છે. પોતાના ધારમીક યકીનને ચીવટપણે વળગી રહી પોતાના ધર્મ સ્થાપકના હુકમો મુજબ જીંદગી ગુજારવા માટે દ્રઢ રીતે વરતે છે. આવી એક સાહસિક તેમજ કુદરતી ઝેન ધરાવતી કોમ પોતાના ધારમીક રાહબર અને સરદાર તરીકે બહુજ વીદ્વાન પુરૂષને ચુંટી કહાડે છે કે જે નીયમ હીંદની બીજી સરવે કોમોની અત્યંત પસંદગી પામેલો જોવામાં આવે છે. વડા મુલ્લાંજી સાહેબમાં બીજી લાયકાતો સાથે નીચલી ખુબીઓ પણ હોવી જોઈએ છે. નેકી તથા પરહેજગારી, ઉદાર ધોરણ ઉપરની

બહોળી કેળવણી, પવીત્ર પુસ્તકો તથા કાયદાઓ અને અરબીક ભાષા તથા સાહિત્યનું સંપુર્ણ જ્ઞાન, સંસારી કાયદા તથા રાજનીતી શાસ્ત્રના વેહેવારૂ નીયમોનું જ્ઞાન, અને લોકો ઉપર અમલ ચલાવવાની કુનેહ, વાએજ કરવાની ઉંચી કાબેલીયત, ખાનદાની કુટુંબ વીગેરે. બીજી હીંદી કોમોમાં વડા ધર્મગુરૂનો ઓહદો વંશપરંપરા ઉતરી આવે છે, પણ ઉપર જણાવેલી લાયકાતો વડા મુલ્લાંજી સાહેબમાં હોવાની ખાસ જરૂર હોવાથી ગાદીનશીન મુલ્લાંજી સાહેબ પોતાની આસપાસના ભણેલાઓમાંથી લાયકાત જોઈને નીમણુંક કરે છે. આપણી સરકારની અદાલતોમાં વોહરા કોમના કજીયાઓ જવલેજ જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે, વોહરાઓ પોતાના માંહોમાંહેના સંસારી, ધારમીક યા બીજી બાબતોને લગતા કજીયાઓની પતાવટ પોતાના ધર્મગુરૂ મારફતે કરાવવાનું વધુ પસંદ કરે છે. આ રીતે મુલાંજી સાહેબે આપેલા ચુકાદાઓ સેવટના તરીકે પક્ષકારો કબુલ રાખે છે. આવી બોહોળી સતાઓ અને પોતાના મુરીદો તરફથી અપુર્વ માનમરતબો પામતા ધાર્મીક રાહબર અને સરદારની નવી નેમણુંકના પ્રસંગે યાને યમનથી હિંદમાં આ ગાદી આવવા પછી ૨૭મા અને આ શહેરમાં ગાદીનશીન તરીકે બીરાજતા આઠમા વડા મુલ્લાંજી સાહેબના તખતનશીન થવાના ખુશાલી ઉપજાવનારા દીવસે “મુલાંજી સાહેબ”ની પુરાણી “ગાદી”ની ટુંક તવારીખ વોહરા કોમને ખાસ કરીને તેની ઉધરતી જવાન ઓલાદને જાણવાની કુદરતી લાગણી રહે તેમાં કંઈ શક નથી. આ હેતુથી મુલાંજી સાહેબની ગાદીની મુખતેસર તવારીખ એ કોમ સનમુખ રજુ કરવાની જે તક મને મળી છે તે હેશાન સાથ સ્વીકારી હું મારી હાથ ધરેલી બાબત મેં કરેલી ચોકકસ શોધ ખોળના પરીણામે રજુ કરૂં છું જેમાં કાંઈ અપુર્ણતા જણાય તો તે તરફ વાંચક વર્ગ દરગુજર કરશે.

## ૩

### હિંદમાં શીયા ધર્મનો ફેલાવો.

મુલ્લાંજી સાહેબની ગાદીના સ્થાપક મહોમદ સોલેહીના બેટા અલી હતા. ખ્રીસ્તી સનેની ૧૦ મી અથવા હીજરી પાંચમી સદીની આખરે રાજ્ય કરી ગયલા ઇજીપ્ટના આઠમા ખલીફ અમલસતાનસીરે તેમને યમન મોકલ્યા હતા. અને તેમાં એવી નેમ રાખી હતી કે ઇજીપ્ટના રાજાઓનો શીયા ધર્મ ત્યાં ફેલાવવો તેમજ તે મુલક ઉપર રાજ્ય કરવું. અલીએ પોતાના કેટલાક નાયબોને સીંધ તથા ગુજરાત મોકલી હિંદુસ્થાનના વતનીઓ વચ્ચે પણ શીયા ધર્મ ફેલાવવાનું કામ તેમને સોંપ્યું. અલી તેમજ તેની પછીના ગાદી વારસો યમનના સુલતાન તથા "દાઇ" કહેવાતા હતા. તેમના કામો તથા કાર્કીર્દીની હકીગત યમનના મુલક ની ખ્રીસ્તી સને ૧૧, ૧૨ તથા ૧૩મી સદીઓની તારીખમાં આપેલી છે. હિંદમાં મોકલેલા તેમના નાયબોએ બહુ ઉલટથી પોતાના ધર્મનો ફેલાવો કીધો હતો, અને હીજરી સનેની પાંચમી (ખ્રીસ્તી સને ની દશમી) સદીમાં સીંધ, ગુજરાત તથા દખણના મોટા ભાગમાં મહોમેડન ધર્મનો પ્રસાર થયો હતો. પોતાના પરહેજગારી તથા નેકીનો બહુ મજબુત છાપ તેઓએ દેશી રાજકર્તાઓના મન ઉપર બેસાડયો હતો. અને તેમના તરફના આશ્રયને લીધેજ બીજી કોમો વચ્ચે તેઓ સલામત રહી શકયા હતા.

### દાનાઈ અને પરહેજગારીની દંતકથા.

તેમની દાનાઇ અને પરહેજગારીને લગતી ઘણીક દંતકથાઓ ચાલે છે, તેમાં એક આ છે કે, એક હીંદુ મંદીરમાં હાથીના આકારની એક મોટી મુરતી કશા પણ દેખીતા ટેકા વગર અધ્ધર લટકેલી બતાવવામાં આવી હતી. અને હીંદુઓ તેમા ઇશ્વરની કાંઇ અજબ કરામત થયલી સમજતા હતા. મુલ્લાંજીએ તે ઉપરથી તે વખતના રાજકર્તાઓને દેખાડી આપ્યું હતું કે મંદીરની દીવાલોમાં ગોઠવેલા લોહચુંબકના ટુકડાઓનાં ખેંચાણથી તે મુરતી અધ્ધર લટકતી હતી, અને તેમાં ચમત્કાર જેવું કશું ન હતું. બીજી એક કથા એવી ચાલે છે કે, માણસના માથાંને બરાબર મળતી સોનાની ત્રણ મુર્તીઓ બનાવવામાં આવી હતી. અને તેમની કીમત આંકવાનું મુલ્લાંજી સાહેબને જણાવવામાં આવતાં તે મુરતીઓના કાનમા પાણી રેડી તેમની જુદી જુદી કીમત તેઓએ પારખી હતી. એવા એવા મોજેજાઓ કરીને પહેલાના મુલ્લાંજીઓએ હીંદુ રાજકર્તાઓના દીલ જીતી લીધા હતાં હીજરી સનેના બારમા

સૈકાને સુમારે યમન મધેની મુલ્લાંજીઓની સત્તા તુટવા સાથ અને "દાઇ"ની પસંદગી હિંદીઓમાથી થવાથી દાઇશીપ યમનથી હિંદમાં બદલાઇ અને તેમનું મથક ત્યાંથી બદલાઇ હીંદુસ્તાનમાં અમદાવાદ શહેરમાં થયું હતું. હીંદુસ્તાનમાં તેઓ કશી રાજદ્વારી સત્તા ભોગવતા ન હોવાથી, તેમજ તેઓના કામો માત્ર ધર્મ સાથજ નીસબત ધરાવતા હોવાને લીધે, હીંદુસ્તાનના ઇતીહાસના પુસ્તકોમાં તેમના નામો જણાવેલા નથી. તોપણ તેમને લગતી ઘણીક જાણવા લાયક નોંધો થયલી છે.

## સૈયદના દાઉદ બીન કુતુબ સાહેબ.
## નીરદોષનો બેલી ખુદા.

૧૦૦૬ (હીજરી)ના વરસમાં વહોરાઓના મુલ્લાંજી સૈયદના દાઉદ બીન કુતુબ નામે હતા. તેમની સામે તેમના હરીફોએ નાણાનો ગેરઉપયોગ કરવાનો ખોટો આરોપ મુકયાથી શહેનશાહ અકબરે તેમને પોતાનો બચાવ કરવા અમદાવાદથી લાહોર બોલાવ્યાં હતા. નામદાર શહેનશાહની ખાત્રી હતી કે મુલ્લાંજી સાહેબ તદન નીર્દોષ છે, અને તે વીચારથી તે નામદારે તેમને એસતેકબાલ લેવા પોતાના કેટલાક દરબારીઓને રૂપાની પાલખી સાથ મોકલ્યા હતા. શહેનશાહે બહુ માનથી તેમને આવકાર આપી એક કીંમતી ખેલાત તેમને આપી હતી. પોતાની સામે મુકાયલા તહોમતનો બચાવ ફતેહ સાથ કીધા પછી, મુલ્લાંજી સાહેબ થોડા માસ સુધી દરબારમાં રહયા, અને જયારે અમદાવાદ પાછા ફર્યા ત્યારે શહેનશાહે ત્યાંના પોતાના અમલદારો ઉપર ફરમાન મોકલ્યું કે એમના તરફ બહુ માન સાથ વર્તજો. સૈયદના દાઉદ બીન કુતુબની પછી તેમના દીકરા લુકનુદીને ગાદી લીધી હતી, અને તેમને તેમના દુશ્મનોએ બહુ હેરાન કરી શહેનશાહ જહાંગીરની દરબારમાં ફરીયાદો કીધી હતી. શહેનશાહના વજીરોએ એવી સલાહ આપી કે મુલ્લાંજી અને તેમના દુશ્મનો વચ્ચે સુલેહ કરાવવી; અને તેટલા માટે શહેનશાહે મુલ્લાંજીને પોતાની દરબારમાં તેડી તેમને બહુ માન આપ્યું હતું. તેમની પછી તેમના ભાઇ કુતબુદીન, શીરખાન શુજાઉદ્દીન, ઇસ્માઇલ બદરૂદીન, અને ઝેકીયુદીન મુલ્લાંજીની ગાદી ઉપર બેઠા હતા; પણ શહેનશાહ ઔરંગઝેબે તેમને સઘળાને ધર્મ સંબંધી કારણથી બહુ હેરાન કીધા હતા. કુતબુદીનને તેણે મારી નાંખ્યા હતા, અને અરબી તથા ફારસી ભાષામાં લખેલા તેમના મોટા કેતાબખાનાને લઇ તેમાંની કેતાબો સાબરમતી નદીમાં હોમાવી

હતી. સૈયદના કુતબુદ્દીનની યાદગીરીમાં અમદાવાદમાં એક મોટી દરગાહ ઉભી કીધી છે, જ્યાં સઘળા દેશોના લોકો જાવઆવ કરે છે.

## સૈયદના પીરખાન શુજાઉદ્દીન સાહેબ.

સૈયદના કુતબુદ્દીન પછી સૈયદના પીરખાન શુજાઉદ્દીન ગાદીએ આવ્યા અને ઔરંગઝેબના વખતમાં લાંબો વખત કેદમાં રહયા હતા. તેમને લાહોર લઇ ગયા પછી ત્યાં જે તબેલામાં તેમને રાખ્યા હતા તેમાં આગ લાગી તે તદન નાશ પામ્યો હતો પણ કેદખાના તરીકે વપરાતું ભોયરૂં કે જેમાં ધર્મગુરૂને કેદ રાખ્યા હતા તે બચી ગયું હતું. સઘળા લોકો વડા ધર્મગુરૂને કેદ કરવાથી પ્રીન્સ ઉપર શ્રાપ ઉતર્યો છે તેનું આ પરીણામ હતું એમ કહેતા, તેથી ઔરંગઝેબે સૈયદના પીરખાનને છોડી મુકી માન સાથ અમદાવાદ પુગાડયા.

## સૈયદના ઈસમાઈલ બદરૂદ્દીન સાહેબ.

એ પછી સૈયદના ઇસ્માઇલ બદરૂદ્દીન ગાદીએ આવતાં તેઓ નવાનગરના વતની હોવાથી અને ત્યાંના રાજા સાહેબ સાથ મીત્રાચારી હોવાથી ગાદી અમદાવાદથી નવાનગર ખાતે સને ૧૦૬૫ હીજરીમાં ખસેડવામાં આવી હતી. સૈયદના ઇસ્માઇલ બદરૂદ્દીને નવાનગરમાં એક મોટી અરબી મદ્રેસા સ્થાપી પોતાની પુંજીમાંથી બે લાખ રૂપ્યાને ખરચે તેનો નીભાવ કીધો હતો. તેમના દીકરા ઝેકીયુદ્દીનને પણ ઔરંગઝેબે હેરાન કીધા હતા, પણ કચ્છના રાજાએ પોતાની જીંદગી તથા રાજ્યના જોખમે તેમનો બચાવ કીધો હતો.

### કાઠયાવાડી રાજાઓ તરફની બક્ષેશ.

નગરના મુલ્લાંજીઓને ત્યાંના જામ સાહેબ તરફથી, તેમજ કચ્છ ભુજ તથા કાઠયાવાડના રાજાઓ તરફથી બહુ માન મળતું, અને મુલાકાતના પ્રસંગો ઉપર રાજાઓ તેમને પોતાના દીવાનખાનાઓના બારણા આગળ આવકાર દઇ, પોતાના મસનદ આગળ લઇ જતાં અને ત્યાંજ પોતાની પાસે બેસાડતાં, રાજાઓ તેમના પાસે આશીષ માગતા, અને કેટલાક વીંઘાઓની જમીન તેમને બક્ષીસ આપતાં. એ રીતે જામનગર, મોરવી, માંડવી, મુંદરા અને બીજા મુલકો ખાતેની મોટા વીસ્તારની મીલ્કતો મુલ્લાંજીઓને મળી હતી, અને આજે પણ તેમના વારસ વડીલો તેમનો ભોગવટો કરે છે. નગરના મુલ્લાંજીઓની પેઢીના છેલ્લા દાઇએ હકીમુદ્દીન

નામે પરહેજગાર તથા વીદ્વાન ધર્મગુરૂને બરહાનપુર તથા ઉજ્જૈનમાં પોતાના નાયબ તરીકે મોકલ્યો હતો. અને ત્યાં તેણે કેટલાંક વર્ષો સુધી જીવી ત્યાંના વોહોરાઓને તેમની અભણ સ્થીતીમાંથી બાહાર કહાડયા હતા. ઉજ્જૈન તથા બરહાનપુરમાં તેણે એક અરબી મદ્રેસા ઉઘાડી તેમાં વીદ્યાર્થીઓને મુફત રહેવા તથા ખાવાની ગોઠવણ કરી આપી હતી. તેની મોટી સેવાઓના બદલામાં તેમને વડા મુલ્લાંજીની ગાદી માટે મુકરર કરવામાં આવ્યા હતા. પણ તેટલામાં તેમનું મરણ નીપજતા તે મોટો ઓધ્ધો તેના પુત્ર વુજુહદીનને મળ્યો હતો. બરહાનપુરની મોટી દરગા, હકીમુદીનની યાદગારીમાં બાંધવામાં આવી છે.

## સૈયદના વુજુહદીન સાહેબ.

### વોહરા પ્રજાને ખાસ હક.

હીજરી સને ૧૧૫૦માં સૈયદના વુજુહદીને વડા મુલ્લાંજીના મથક તરીકે ઉજ્જૈન શેહેર ઠરાવ્યું હતું, અને ૪૩ વર્ષો સુધી તેજ મથક ખાતે મુલ્લાજીઓ રહ્યા હતા. સૈયદના વુજુહદીન પછી ગાદી ઉપર બેઠેલા તેના દીકરા મોયુદીનને મહારાજાઓ હોલકર તથા સીંધ્યા સાથ વારંવાર મુલાકાતો થતી, અને તેઓ તેમને ભારે માન આપતાં. ઉજ્જૈન અને રામપુરામાં તેઓએ તેમને મોટી જાગીર બક્ષી હતી, અને માળવા મધ્યેની વોહોરા પ્રજાને કેટલાક અગત્યના હકો આપ્યા હતા. તેમાં એક એવો હતો કે, મુલ્લાંજી સાહેબ અથવા તેમના નાયબોની બહાલી વગર સીંધ્યા તથા હોલકરના રાજ્ય મધ્યેના વોહોરાઓ ઉપર દીવાની તથા ફોજદારી કોર્ટોની સત્તા ચાલી શકે નહી. વળી વોહોરાઓથી વસાયલા મોહોલ્લાઓમાં વડા ધર્મગુરૂની રજા વગર કોઇ પરદેશીઓને પણ દાખલ થવાની પરવાનગી મળતી ન હતી. એવા એવા હકો બક્ષનારા સીંધ્યા તથા હોલકર તરફના ફરમાનો હાલના મુલ્લાંજી સાહેબ કને આજે પણ મોજુદ છે. સૈયદના મોયુદીનને મહારાજા સીંધ્યાએ એક મ્યાનો આપવા સાથ, ઉમરાવની રીત મુજબ જાહેરમાં દેખાવ કરવાનો હક બક્ષ્યો હતો. દીલ્હીના શેહેનશાહ આલમ ઉપર એજ મુલાંજીએ ભેટો મોકલી હતી, અને તેના જવાબમાં તે શેહેનશાહે અરબી ભાષામાં એક કાગળ લખવા સાથ એક કીમતી ખીલાત પણ મોકલી હતી ઉપરાંત કેટલીક મીલકતો અને મોટા હકો પણ અરપણ કીધા હતા, ઉજનના નાયબને પણ શેહેનશાહે "વડા

કાદીશ "નો મોટો એલકાબ એનાયત કીધો હતો. પણ પાછલથી વડા મુલાંજીઓના હુકમથી ચોકસ રાજદવારી કારણોને લીધે તે એલકાબ છોડી દેવામાં આવ્યો હતો.

## સૈયદના મોયુદીનને દેશી ઉમરાવનું માન.

૧૧૮૬ હીજરીમાં મુંબઇ સરકારે સૈયદના મોયુદીનનું નામ દેશી ઉમરાવોમાં દાખલ કીધું હતું, અને બીજે વરસે જયારે મુલાંજી અત્રે આવ્યા હતા, ત્યારે તે સરકારે પોતાના અમલદારોને હુકમ કીધો હતો કે મુસાફરી દરમ્યાન તેમને દરેક પ્રકારનું માન આપવું. ૧૧૯૩માં તેમનું મરણ થતાં, મુલાંજીનો હોદ્દો પાછો નગરવાળા આગલાં કુટુંબમાં ગયો. અબદુલ તૈયબ ઝેકીયુદીન મુલાંજી થયા, અને તેઓએ બરહાનપુરમાં પોતાનું મથક કીધું.

## સૈયદના યુસુફ નજમુદીન સાહેબ.
### સુરતમાં કાયમની ગાદી.

૧૨૦૦માં સૈયદના અબદુલતૈયબ ઝેકીયુદીનનું મરણ થયું અને તેમના પુત્ર યુસફ નજમુદીન ગાદી ઉપર બેઠા. તેઓએ બરહાનપુર છોડી સુરતમાં મુકામ કીધો, અને તે વખતથી આજ સુધી મુલાંજીઓ સુરતમાંજ રહયા છે, સુરત આવતાં માર્ગમાં પુણે આવી પહોંચતા પેશવા માધવરાવે તેમને બહુ માન આપી, અહમદનગર નજદીકનું પાઉઝુબાઉ નામે ગામડું તેમને ભેટ કીધું હતું. બહુ આગ્રહ બાદ તે કબુલ રાખ્યા પછી, તેઓએ તે પેશવાના દીવાનને ભેટ કીધું હતું.

## સૈયદના સૈફુદીન સાહેબ.

૧૨૧૩માં તેમના ભાઇ સૈફુદીન સાહેબ ગાદી ઉપર આવ્યા હતા. તેમના વખતમાં સુરતમાં ભયંકર રેલ આવી હતી, અને લોકોને પોતાનાંજ ઘરોમાં ત્રણ દીવસો સુધી ભરાઇ રહેવું પડયું હતું. તે વેળા મુલાંજીએ પોતાને ખરચે નાની નાની બોટો મારફને દરેક કોમના લોકોને ખોરાક પહોંચાડયો હતો, એજ મુલાંજીએ,સુરતમાં મોટી મસજીદ ઉપરાંત નામાકીત અરબી પાઠશાળા કહાડી હતી, જયાં ૨૦૦ વીદયાર્થીઓને મુફત ખાવા તથા રહેવાનું આપવામાં આવતું હતું. ૧૨૨૮માં ઝાલાવાડ તથા માંડવીમાં મોટો દુકાળ પડયો, તે વેળા સૈયદના સૈફુદીન સાહેબે ૧૪૦૦૦ વોહોરાઓને સુરત તેડાવીને પોતાને ખરચે તેમનું ગુજરાન લાંબા વખત સુધી કીધું હતું

અને તેમને ખેતીના હથીયારો વગેરે પુરાં પાડી પાછા મોકલી આપ્યા હતા. એ પ્રસંગે મુલાંજીએ પોતાની કુટુંબી દોલતનો મોટો ભાગ ખરચી નાખ્યો હતો. ૧૨૩૦માં પુણા શેહેરના વોહોરાઓને ત્યાંના પઠાણોએ બહુ હેરાન કર્યા હતા. મુનસી મહમદ હનીફ અને મી૦ ખરશેદજી મોદીની મેહેનતથી, મુંબઇના તે વખતના હાકમ લારડ એલફીનસટને પેસવા બાજીરાવ ઉપર એવો હુકમ કહાડયો હતો કે, વોહોરાઓને પઠાણોથી બચાવવા માટે મજબુત બંદોબસ્ત કરવો. પેશવાએ તરતજ પોતાના દીવાન ત્રીમબકજી તાત્યા સાથ મોસયે મુસફીન નામે સરદારના હાથ હેઠલ બે તોપો સાથ બે રીજમીટો મોકલી હતી, અને તોફાન તદન સમી ગયું ત્યાં સુધી મુલાંજીના મકાન તેમજ વોહોરાઓનાં રહેઠાણોનો બે દીવશ સુધી બચાવ કીધો હતો. માલવામાં પ્રવાસ કરતાં મુલાંજી ઉજન ગયા હતા, અને ત્યાં મોહોરમના દીવશો ઉપર વોહોરા તથા હીંદુઓ વચે બખેડો થયો હતો અને મુલાંજી કેટલાક કારણસર ગુસે થઇ ઉજન છોડી સુરત ગયા હતા. મહારાજા દોલતરાવ સીંધયાને આ વાતની ખબર પડતાં, તેઓ ઉજનના સત્તાવાળાઓ સામે ખફા થયા હતા, અને મુલાંજીને સમજાવી લેવા તેમને મ્યાનો વગેરે ભેટ આપી તેના ખરચ માટે રૂ૦ ૪૦૫ નો માસીક લવાજમ આપનો કીધો હતો.

## સૈયદના ઇઝુદ્દીન સાહેબ.

### ગવરનરના બંગલામાં ચોરી—નાયબે આપેલી કીમતી મદદ.

હીજરી સનેનાં ૧૨૩૨ નાં વરસમાં, સૈયદના ઇઝુદ્દીન ગાદી ઉપર બેઠા હતા. બીજેજ વરસે મુંબઇના નામદાર ગવરનર લારડ એલફીનસટનના બંગલામાંથી સરકારી દસતાવેજો તથા બીજી કીમતી મતા ચોરાઇ હતી અને તેના સંબંધમાં મુલાંજીને બહુ માન મળ્યું હતું. નામદાર ગવરનર તે મતા પાછી મેળવવાને બહુ ઇંતેજાર હોવાથી, તેમણે મુંબઇ મધેના મુલાંજીના નાયબને તેડાવી મંગાવી તેમને બહુ આદરમાન આપ્યું અને ચોરાયલી મતા પાછી મેળવી આપવામાં તેમની મદદ માગી. નાયબે તે અરજ સ્વીકારીને કેટલાંક વીશ્વાસુ માણસોને તે માટે કામે લગાડયાં. બહુ મુસ્કેલી અને મહા મેહેનત પછી, બાર ગાડાં ભરાય એટલા ચોપડા, કાગજયા તથા દસ્તાવેજો શોધી કહાડવામાં તેઓ ફતેહમંદ ઉતર્યા. નામદાર ગવરનર આથી બહુ ખુશ થયાં અને નાયબને માન આપવા તેમને મકાને પોતાના રસાલા સાથ મુલાકાત આપવા ગયા હતા. નાયબને

એક જાગીર આપવાની તથા વડા મુલાંજી સાહેબનું નામ સરદારોની ટીપમાં દાખલ કરવાની દરખાસ્તો તે પછી તે નામદારે કીધી હતી; પણ નાયબે તે બેઉ નાકબુલ રાખી એટલુંજ નહી, પણ ખોવાયલી મતા મેળવી આપવામાં પોતાને થયલો ખરચ લેવાને પણ તેઓએ નાપાડી. તેઓએ કહ્યું કે, વડા મુલાંજી આ દુનયાના માન તથા દોલત માટે થોડીજ દરકાર રાખે છે, અને ગવરનરો તેમની ઉપર તેમજ તેમના લોકો ઉપર જે મેહેરબાની રાખતા આવ્યા છે તેજ જો ચાલુ રાખવામાં આવશે તો બસ છે. આ બનાવ બન્યા પછી આનરેબલ ઇસટ ઇંડીયા કમ્પનીના મોટા અધીકારીઓ જયારેથી સરદારોની તથા મોભાદાર દેશીઓની મુલાકાત લેતા ત્યારે પ્રથમ મુલાંજી સાહેબને અથવા તેમના નાયબને મળવાનો નીયમ તેઓએ રાખ્યો હતો. વોહોરાઓના વડા મુલાંજી અને અંગ્રેજ સરકાર વચ્ચે દોસતીનો ગાંઠ તે પછી હંમેશને માટે મજબુત બંધાયો હતો. મી૰ રોબર અને સર જૉન માલકમ જેવા મોટા અંગ્રેજ અમલદારો, મુલાંજીઓ સૈયદના ઇઝુદદીન અને ઝેનુદીન સાથ વારંવાર સંદેશા ચલાવતા તેમજ તેમની મુલાકાતો લેતા હતા. સર જાન માલકમ જયારે સુરત આવ્યા, ત્યારે તેમણે તે વખતના સૈયદના ઝેનુદદીનની મુલાકાત લઇ બહુ આતુરતા સાથ તેમને પુછ્યું હતું કે અંગ્રેજ સરકાર કને તમારે કાંઇ માગવું છે? તેઓએ ઉપકાર સાથ એટલુંજ ચાહયું કે, અમારી ઉપર તેમજ અમારા લોકો ઉપર જે મેહેરબાની રાખતા આવ્યા છો તેજ ચાલુ રાખજો.

## સૈયદના ઝેનુદદીન સાહેબ.

સૈયદના ઇઝુદદીનની પછી ૧૨૩૬ હીજરીમાં સૈયદના ઝેનુદદીન ગાદીએ બેઠા હતા, ૧૨૪૪માં તેઓ માળવા પ્રાંતના મંદેસર નામે મથક ખાતે ગયા હતા. જયાં ધર્મ સંબંધી ઝઘડો ઉભો થતાં ઇંદોરના અંગ્રેજ રેસીડંટે કેપ્ટન બરાથવીકની સરદારી હેઠળ એક લસ્કરી ટુકડી મોકલી; અને મુલ્લાંજીને છોડાવીને તેમની પદવીને છાજતાં માન સાથ તેમને ઇંદોર લઇ ગયા. જયાં પણ કાંઇ ઝઘડો ઉઠતાં ઇંદોરના રેસીડંટે સુલેહ સ્થાપવા માટે બે રીજમીટો અને તોપખાતાની એક ટુકડી મોકલી હતી, અને મુલ્લાંજીને આદરમાન સહીત સુરત લઇ જવા માટે પચાસ ઘોડેસ્વાર સીપાઇઓ અને પાયદળ લસ્કરની એક ટુકડી મોકલી હતી. સુરત પાછા ફરતાં મુંબઇના નામદાર ગવરનર લાર્ડ એલફીનસ્ટને મુલ્લાંજી ઉપર ફારસી ભાષામાં એક કાગળ લખ્યો હતો, અને તેમાં તેમને સહીસલામત પાછા ફરવા માટે મુબારકબાદી આપી લખ્યું હતું કે, અંગ્રેજ સરકાર તરફથી તમોને બચાવ અને માન હંમેશ મળતાં રહેશે તે વીશે તમારે ખાતરી રાખવી. તે વખતના સુરતના કલેકટર મી૰ રોબરને પણ તે નામદારે લખી જણાવ્યું હતું કે, મુલ્લાંજી સાહેબને દરેક પ્રકારની આબરૂ ઇજત આપવી. ૧૨૩૯ હીજરી વરસમાં તાપી નદીમાં પુર આવ્યાથી સુરત શેહેરમાં ભારે રેલ

આવી હતી. લોકોને પાંચ છ દીવસ સુધી લાગત પોતાનાં ઘરોમાં ગોંધાઇ રહેવું પડયું હતું, અને દુકાળ તેમની સામે ડોળા ઘુરકાવા લાગ્યો હતો. એવા સંકટના વખતમાં સૈયદના ઝેનુદદીને પોતાની આગમજ થઇ ગયલા મુલ્લાંજી સૈયદના સયફુદીનનો દાખલો પકડી, નાની બોટોમાં ખોરાક મોકલી લોકોને તે ખવાડયો હતો.

### મુલ્લાંજી સાહેબને ધારાસભાના સભાસદનું માન.

૧૨૪૦ના વરસમાં મુંબઇ સરકારે મુલ્લાંજી સાહેબને મુંબઇની ધારા બાંધનારી સભાના આનરેબલ મેમબર ઠરાવી માન આપ્યું હતું.

## સૈયદના બદરૂદ્દીન સાહેબ.

### સુરતની યાદગાર આગ.

સૈયદના ઝનુદદીનની પછી દાઇની ગાદી ઉપર ૧૨૫૨હીજરી વરસમાં સૈયદના સયફુદદીનના પુત્ર બદરૂદીન બેઠા હતા. તેમના અમલની શરૂઆતમાંજ સુરતની ત્વારીખમાં યાદગાર રહી ગયલી ભયંકર આગ લાગી હતી જેથી વોહોરા લોકોનો લગભગ આખો લત્તો નાશ પામ્યો હતો. સૈયદના બદરૂદીન સાહેબ તે વેળા પોતાના કુટુંબસાથ પુણે જઇ રહયા,અને તેટલા સુરત ખાતેનું મકાન પાછું બંધાવા માંડયું હતું. પુનામાં મુંબઇ સરકાર તરફથી મુલ્લાંજી સાહેબને ભારે માન તથા આવકાર મળ્યો હતો, અને નામદાર ગવરનર પોતે તેમને વારંવાર મળવા ગવા હતા. એજ વખને મુલ્લાંજી સાહેબને પોતાની ગાડીમાં ચાર ઘોડા જોડવા દેવાનો મોટો હક મળ્યો હતો. પોતાના પીતાજીનો ઉંચો દાખલો લઇ મુલ્લાંજી સૈયદના બદરૂદીન પોતાની ખાનગી મીરાસમાંથી સરસામન લઇ હાલની મોટી મસજીદ તથા અરબી મદ્દસાનું મકાન પાછાં બંધાવ્યાં હતાં. મોટી આગથી ઘણા લોકો પાયમાલ થઇ ગયાં હતાં, તેમને આ મુલ્લાંજીએ સગવડભરેલાં મકાનો પોતાને ખરચે પુરા પાડયાં હતાં. પુણાના નાના ફડનવીસના ફુવારાથી વોહોરાઓની મોટી મસજીદ સુધી જે નહેર બાંધી છે તે મુલ્લાંજી સૈયદના બદરૂદીને સરકારની પરવાનગીથી બાંધી હતી. તેઓ ૧૨૫૬ના હીજરી સાલમાં ગુજર્યા હતા, અને તેમની પછી મુલ્લાંજીની ગાદી ઉપર સૈયદના ઝેનુદીન સાહેબના બેટા સૈયદના અબદુલ કાદર નજમુદીન બીરાજમાન થયા હતા.

## સૈયદના અબદુલકાદર નજમુદ્દીન સાહેબ.

### બ્રીટીશ સરકાર તરફના ખાસ હક.

સૈયદના અબદુલકાદર નજમુદીન સરકારી અંગ્રેજ અમલદારોના મીત્ર હતા કે જેમને માટે તેઓને ઘણું માન હતું. ઇસવી સને ૧૮૬૬માં નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે તેમને ફર્સ્ટ ક્લાસ સરદાર બનાવ્યા હતા કે જે માનથી રાજયકર્તા સત્તાવાળાઓને વફાદારીની ઉંચી લાગણીની સાબેતી જણાય છે. સને ૧૮૫૦ની શરૂઆતમાં નામદાર ગાયકવાડ મુંબઇ જતાં સુરત આવ્યા હતા અને તેઓએ તે વખતના સૈયદના નઝમુદીનની મુલાકાત

લેવાની ખાએશ બતાવી અને તે સ્વીકારવામાં આવ્યા પછી તેઓએ નામદાર ગાયકવાડની પોતાના મકાનમાં મુલાકાત લીધી હતી, જે વેળા તેમના ઉંચા દરજ્જાને છાજતું દરેક માન આપવામાં આવ્યું હતું અને તે વખતે નામદાર ગાયકવાડ તથા મુલ્લાંજી સાહેબે એકજ કોચ ઉપર બેસી ખુશ ગોફ્તેગો કરી હતી. તેઓ હથીયારના કાયદામાંથી મુકત હતા તેમજ દીવાની કોર્ટમાંથી અંગત હાજરી આપવામાંથી મુકત હતા. તેઓ સખાવતી અને ઉદાર દીલ માટે જાણીતા છે. જે ગરીબ હોરાઓ લાચાર થઇ ગયા હતા તેમની સ્થીતી સુધારવાને પોતાથી બનતું દરેક કર્યું હતું અને તેમના પ્રયાસથી હોરા કોમ વેપાર ધંધામાં કીર્તીની ઉંચી ટોચે વધ્યા છે. રતલામમાં લગ્ન પ્રસંગે એક ગ્રહસ્થના આમંત્રણથી તેઓ ત્યાં ગયા હતા અને ત્યાંથી કેટલાક હોરા ગ્રહસ્થોની અરજથી ઉજ્જન ગયા હતા. જ્યાં કોલેરા લાગુ પડવાથી ૧૩૨૦ હીજરીમાં તેઓ વફાત થયા.

## સૈયદના અબ્દુલહુશેન હુશામુદ્દીન સાહેબ.

મરહુમ મુલ્લાંજી સાહેબ તરફથી પોતાના બાદ સૈયદના અબ્દુલ હુશેન હુશામુદીનને ગાદી સોંપવામાં આવી હતી અને તેઓ ગાદી ઉપર આવતાં તેમને દખણના ફર્સ્ટ કલાસ સરદારનું અગંત માન કેટલાક બીજા નાના હકો સાથ નામદાર સરકાર તરફથી એનાયત થયું હતું. જયારે પહેલીજ વખત સુરત પધાર્યા ત્યારે તેમને શહેરની હોરા કોમ તરફથી ભારે ખુશાલી અને માન આપવામાં આવ્યું હતું. તેમને સુરતના કલેકટરો મી० (હાલ સર) એફ० એસ० પી० લેલી અને મી० ડબલ્યુ० બી० મ્યુલોક તથા જીલ્લા જજ મી० સ્ટીવન હેમીકની મુલાકાત લેવાની તક મળી હતી. વળી મુંબઇના નામદાર ગવરનર લાર્ડ રે સને ૧૮૮૬માં સુરત પધાર્યા તે વખતે તે નામદારને મુલ્લાંજી સાહેબ સૈયદના હુશામુદીન સાહેબ સાથ મુખ્ય મદ્રેસા કે જે મરહુમ મુલ્લાંજી સાહેબ સૈયદના સૈફુદીનના વખતમાં બંધાંઇ હતી તેમાં મુલાકાત થઇ હતી કે જે મદ્રેસા નામદાર ગવરનરના માનમાં ઘણી સારી રીતે શણગારવામાં આવી હતી તથા રોશની કરવામાં આવી હતી. તેઓને ઉજ્જન, હેદ્રાબાદ, મદ્રાસ, ઇંડોર વીગેરે ઠેકાણે મુસાફરી દરમ્યાન ઘણું માન મળ્યું હતું અને મદ્રાસ ખાતે નામદાર ગવરનરની પણ મુલાકાત થઇ હતી.

## સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબ.

સૈયદના હુસામુદીન સાહેબ હીજરી ૧૩૦૮માં અમદાવાદ ખાતે વફાત થયા. અને તેમના ભત્રીજા સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબ ગાદી ઉપર આવ્યા, જેઓ ઘણા પરહેજગાર અને અરેબીક ભાષા ઉપર સારો કાબુ ધરાવનારા હતા. વળી તેઓ ધાર્મિક કાર્યોમાં ઘણા પ્રવીણ હતા. તેઓ તેમના સારા ખવાસ અને ઉમદા રીતભાતથી આખી કોમમાં ઘણા લોકપ્રીય હતા. હીજરી ૧૨૫૩માં સુરત ખાતે લાગેલી મોટી આગ પછી મુલ્લાંજી

સાહેબની ગાદી કરજદાર થઇ ગઇ હતી અને ગાદીનો દરજ્જો પણ કેટલેક દરજ્જે પરકોમમાં ઘટયો હતો. મુલ્લાંજી સાહેબ સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબ હીજરી ૧૩૦૯માં ગાદીએ આવ્યા ત્યારે કરજ ઘણું મોટું હતું અને તેઓએ કરજ ફીટાડવા પ્રથમ લક્ષ આપ્યું અને ગાદી ઉપર બીરાજતાં લોકોમાં બોલાવા લાગ્યું કે સઇયદના ગાદીના તકીએ અઢેલીને નહીં બેસવાનો ખુલ્લાસો એ છે કે કરજ ફીટાડયા વગર નીરાંત મળેલી તેઓ માનતા નથી. ગાદીએ બેસવાના વર્ષમાંજ મુંબઇ ખાતે તેમના ભાઇ જનાબ હકીમુદીન સાહેબ તથા જાણીતા સુરતી શેઠીયા મરહુમ દાઉદભાઇ ઇબ્રાહીમ, મરહુમ સૈયદના અબદુલ્લા બદરૂદીન સાહેબ અને તેમના વડા ભાઇ જનાબ અબદેઅલી ભાઇસાહેબની કોશેશથી "દાઉદી ફંડ" ઉભુ કરવામાં આવ્યું અને તે ફંડ મારફતે ટુંક સમયમાં ગાદીનું કરજ પતી ગયું હતું. સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબના તખ્તે બેસવાના વખતમાં તેમના શત્રુ ઉપર મોટી ફતેહ તેમને મળી હતી. કેમકે તેમના વખતમાં એક મુફ્ઇ ફીતો થયો હતો અને તે થોડાક અંગ્રેજી અને થોડાક અરબ્બી ભણેલાઓએ સાથે જોડાઇને એક જુદુંજ ટોળું હોરાઓમાંથી ઉભુ કરવાની શરૂઆત કરી હતી અને કોમમાં તેથી બેહદ ચીંતા ઉભી થઇ હતી પણ સારા નશીબે નામદાર સૈયદના પોતાના સલાહકાર તથા આલેમોની મદદથી એ મુફ્ઇનો દોર તોડી પાડવાને શકતીવાન થયા હતા અને તેથી કોમની મહઝબી પાયમાલીનો તેથી બચાવ થયો હતો. સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબને પુના ખાતે નામદાર ગવરનર સાથે મુલાકાતનું માન મળ્યું હતું- તેઓએ બ્રીટીશ સરકાર સાથનો ઘાડો સબંધ ચાલુ રાખ્યો હતો અને તેમને પણ ફર્સ્ટ કલાસ સરદારનું અંગત માન તથા દીવાની કોર્ટોની હાજરી તથા હથીયારબંધીના કાયદામાંથી મુકત કરવામાં આવ્યા હતા, કરબલા તથા મકકામાં હજ કરવા પધાર્યા હતા અને મકકાના શેરીફ તરફથી ઉંચા દરજ્જાને ઘટતું માન આપવામાં આવ્યું હતું, તેઓ સને ૧૩૨૩માં વફાત થતાં સૈયદના અબદુલ્લા બદરૂદીન સાહેબ ૫૮ વર્ષની વયે ગાદીએ આવ્યા હતા,

## સૈયદના અબદુલ્લા બદરૂદીન સાહેબ.

મરહુમ મુલ્લાંજી સાહેબે અરેબીક ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો અને ગાદીને લગતા ધર્મ સંબંધી પુસ્તકોનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. તેઓ ગાદીને લગતી સઘળી ફરજોથી વાકેફ થયા પછી પોતાના પીતા તે સૈયદના મૌલાના અબદુલ હુશેન હુશામુદીન સાહેબને તેમની ફરજોમાં મદદ આપતા રહયા હતા. અને પોતાના પીતા સાથના સીંધના પ્રવાસ દરમ્યાન "ફેઝીહુશેની ફંડ"ને સારી સ્થીતીમાં મુકયું હતું અને તે હજી ઘણી સારી હાલતમાં છે જેનો હેતુ કરબલા તથા મકકા જનારા હાજીઓને ઉતારા માટે મકાનોની તથા ગાડી ઉંટની તથા એક ટંક ખોરાકની સગવડ પુરો પાડવાનો છે. તેમના પીતાના મરણ વખતે તેવણની વય ૪૧

વર્ષની હતી. મરહુમ મુલ્લાજી સાહેબના ધર્મ સંબંધી કાર્યોમાં પણ ઘણે દરજજે તેઓ મદદ કરતા હતા. ગાદીનું દેવું પતાવવા માટે મરહુમ મુલ્લાંજી સાહેબ સૈયદના મહમદ બુરહાનુદીન સાહેબના વખતમાં જે "દાઉદી ફંડ" મુંબઇમાં ઉભુ થયું હતું તેમાં નાણું ભરાવવામાં સૈયદના અબદુલા બદરૂદીન સાહેબે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. વળી કરબલા તથા મક્કાની હજે પણ તેઓ પોતાના આગલા મુલ્લાજી સાહેબ સાથ ગયા હતા એટલે તેઓ સાહેબ ગાદીએ આવ્યા ત્યારે ગાદી સંબંધી વ્હોળી જોખમદારીની ફરજો અદા કરવાને ઘણા પ્રવીણ થયા હતા અને હીજરી ૧૩૨૩ સને ૧૯૦૬માં ગાદીએ આવ્યા પછીથી તે મરણ સુધીમાં તેમની ઉજવળ કાર્કીર્દી મશહુર છે, જેની ટુંક વીગત નીચે મુજબ છે :-

મરહુમ મુલ્લાજી સાહેબે તા૦ ૮મી એપ્રીલ ૧૯૦૬ના દીવસે એહદ લેવાની ક્રીયા કરી હતી અને તા૦ ૧૩મી એપ્રીલ ૧૯૦૬ના દીવસે ધામધુમથી ગાદીનશીનની ક્રીયા થઇ હતી, જે દીને જુદા જુદા શહેરો માંથી વોરાઓની મોટી સંખ્યા સુરતમાં ઉતરી પડી હતી.

## મુંબઈમાં જાહેર આવકાર.
## બીજાં મથકોએ મુસાફરી.

મરહુમ એજ માસમાં મુંબઇ ખાતે પધારતા તેમને ઘણા મોટા પાયા ઉપર જાહેર આવકાર વોહરા કોમે આપ્યો હતો. ૧૯૦૭ના ફેબ્રુવારી માસમાં તેઓ કપડવંજ ખાતે પધાર્યા હતા, જયાંથી તેઓ વાડાસીનોર અને ઉમરેઠ થઇ કાઠીઆવાડ તરફ ગયા હતા. ધ્રાંગધ્રા, હલવદ, કચ્છ, માંડવી, જામનગર, રાજકોટ, મોરબી, અમદાવાદ, વગેરે ઠેકાણે થઇ તા૦ ૩૦મી જુલાઇએ તેઓ સુરત ખાતે પાછા આવી પહોંચ્યા હતા. નામદાર સરકારે મરહુમને હથીયારોની બંધીના કાયદા તથા દીવાની કોર્ટોમાંથી જાતે હાજરી આપવામાંથી મુકત કીધા હતા. ડીસેમબર ૧૯૦૭માં તેઓ દાહોદ પધાર્યા હતા. ૧૯૦૮ના માર્ચમાં ઘોરાજી ભાવનગર થઇ તા૦ ૧લી એપ્રીલ ૧૯૦૮ના દીવસે સુરત પાછા ફર્યા હતા. ૧૯૦૮ના સપટેમ્બરમાં સુરતના નવાબ સાહેબે મરહુમને એક દબદબા ભરેલો મેળાવડો કરી માન આપી ખાણું આપ્યું હતું. ૧લી સપટેમ્બર ૧૯૦૮ના રોજ સુરત ખાતે મરકની ડીસ્પેનસરીનું મકાન અને દવાખાનાનો પાયો નાંખવાની ક્રીયા તેઓએ કીધી હતી. ૧૯૦૯માં ગોધરા ખાતે એક મોટી નવી મસ્જીદ ખુલ્લી મુકવાની ક્રીયા માટે તેઓ ત્યાં પધાર્યા હતા. ૧૯૦૯ના ફેબરવારી માસમાં તેઓ લુણાવાડે પધાર્યા હતા, જયાંથી સુંથરામપુર થઇ ગલીઆકોટ પધાર્યા હતા અને ત્યાંથી ૧૨-૩-૦૯ને રોજ પાછા સુરત પધાર્યા હતા. મે ૧૯૦૯માં તેઓ દોહદ અને મંદસોર ખાતે થઇ રતલામ પધાર્યા હતા. તે વેળાએ જુદાં જુદાં ખાતાઓ તથા મદ્રેસાઓની સ્થાપના થઇ હતી જેમાં મંદસોરની મદરેસએ મોહમદીની સ્થાપના મરહુમે કીધી હતી. ત્યાંથી તેઓ નીમચ,

રામપુરા વગેરે થઇ સુરત પધાર્યા હતા. ૧૯૦૯ના ઓકટોબરમાં તેઓએ દેવલાલી થઇ નાશક ખાતે પધારી એક જાણીતા કુટુંબમાનો ફીસાદ દુર કરી સંપ કરાવ્યો હતો. ૧૯૧૦ના ઓકટોબરમાં ઉજ્જન ખાતે શેઠ નઝરઅલીને ત્યાં લગ્ન પ્રસંગે પધાર્યા, ત્યાંથી ઇંદોર થઇ ડીસેમ્બર માસમાં ઇંદોર પાસે રાવ સ્ટેશને શીતળ ટેકરી ઉપર વોહરા કોમ માટેનું સેનેટેરીઅમ ખોલવાની ક્રીયા તેમણે કીધી હતી તથા ત્યાંથી મહુની છાવણીમાં પધાર્યા હતા. ૧૯૧૧ એપ્રીલમાં રાવલપીંડી થઇ શાહજાહાનપુર ખાતે અને ત્યાંથી દેહલી, જેપુર, તથા કોટા પધાર્યા હતા. મરહુમને દરેક મથકે કોમ તરફથી ઘણો ભારે આવકાર મળતો હતો ઓકટોબર ૧૯૧૧ માં નવસારી પાસે બાઇસાહેબ ખાતે તેઓ પધાર્યા હતા. ૧૯૧૨ના માર્ચમાં તેઓ ખંભાત ગયા હતા. ૧૯૧૨ના મે મહીનામાં તેઓએ મુંબઇની કોટની મસજેદ જે નવી બનાવવામાં આવી હતી તે ખુલ્લી મુકવાની ક્રીયા કીધી હતી. ૧૯૧૩ની આખેરીએ તેઓ સીધપુર ખાતે પધાર્યા હતા, અને પાછા ફરતાં અમદાવાદ ખાતે મુસાફરખાનું ખુલ્લું મુકી ત્યાંથી ફેબરવારી ૧૯૧૪માં કપડવંજ ખાતે પધાર્યા હતા, અને એપ્રીલમાં સુરત પાછા ફર્યા હતા. તેમની તબીયત છેલ્લા કેટલાક માસથી સારી ચાલતી નહોતી, અને તેમાં ૧૯૧૪ના ડીસેમબરની તા૦ ૨૬મીએ મરહુમથી ત્રીજે દરજ્જે બીરાજનાર અને ભવીષ્યમાં તેમની જગ્યાએ આવવાની આશા આપનાર જનાબ તઇયબભાઇ ઝેનુદીન ઘણીજ જવાન વયે વફાત થવાથી તેઓની તનદરોસ્તી ઉપર વધારે માઠી અસર થઇ હતી. એમના અમલમાં જુદે જુદે ઠેકાણે કેટલીક મસજેદો, મદરેસાઓ, મુસાફરખાના, મુંબઇનો બદરી મેહેલ અને સુરતની સેફી મદરેસા વગેરે મકાનો બંધાયા અને મરામત થયાં હતાં. અરબી ભાષાનું એમનું જ્ઞાન ઊંડું હતું. તેઓ દખણના પેહેલા વર્ગના સરદાર હતા.

મરહુમ મુલ્લાજી સાહેબની કોશેશથી કોમમાં દીની અને દુનીયવી બાબતોમાં ઘણોજ સુધારો વધારો થયલો છે. મુલ્લાંજી સાહેબના ભાઇ ભાઇસાહેબ અબદેઅલી ભાઇસાહેબનો મરહુમને કારી ઘા લાગ્યો હતો અને તેમના મરણ પછી મરહુમ ભાઇસાહેબ તૈયબભાઇ સાહેબ ઝેકયુદીન અને ભાઇસાહેબ તાહેરભાઇ સૈફુદીન (તે હાલના મુલ્લાંજી સાહેબ) જમણા હાથ જેવા હતા. આ શહેરમાં સયદના શેફુદીન સાહેબના વખતમાં ધર્મ સંબંધી ઉંચી તાલીમ આપવાને મદ્રેસાઓ સ્થાપી છે તેમાં નામદાર મુલ્લાંજી સાહેબે આશરે રૂ૦ ૪૦૦૦૦નો ખરચ કરી ઘણોજ સુધારો કરી તાલીબોને ખાવાપીવાની સગવડ પોતાના તરફથી ચાલુ રાખી તદન નવીજ હાલતમાં મુકી છે. વળી બન્ને કુબ્બા કે જે ઘણીજ બીસ્માર હાલતમાં આવી ગયા હતા તેમને દુરસ્ત કરાવી અગાઉની માફક રોનકદાર બનાવવામાં આવ્યા છે અને હોરા કોમની જુમાત માટે જગાની ઘણી તંગી હતી તેથી મુલ્લાજી સાહેબે રૂ૦ ૧૪૦૦૦ના ખરચે ભાજીવાળી પોળમાં કુશાદે જગા લઇ સુરતની આખી કોમને સુખ તથા સગવડ

કરી આપી છે. મરહુમે કામમાં દાખલ થયલી કેટલીક બદીઓ સામે સખ્ત લડત ચલાવી હતી, અને પોતાની કોમની સેવાઓ બહુ સારી રીતે બજાવીને અને તેમના પરહેઝગારી, મીલનસારી તથા કોમ તરફની ખબરદારીના ગુણો તારીફ લાયક હોવાથી કામમાં લોકપ્રીય થઇ પડયા હતા. મહોરમના તહવારો દરમ્યાન સુલેહ અને શાંતી જાળવવાને તેઓ મુંબઇ તથા બીજા શહેરોમાં હોરાઓને તાકીદ કરતા હતા જેને મુરીદો તરફથી માન આપી વર્તવામાં આવતું હતું અને તેથી નામદાર સરકારને તેમના કામમાં ઘણી રાહત મળતી હતી. કેટલાક શહેરોમાં તેમની મુલાકાત પ્રસંગે કોમી ટંટાઓનો સમાધાનીથી નીવેડો લાવવાને બનતું કર્યું હતું. દેશી રાજ્ય કર્તાઓ ઉપરાંત ઇંડોરના રેસીડંટ તે પંજાબના હાલના ગવરનર સર માઇકલ ઓડીયર, દીલ્લી ખાતે સર જોન હયુએટ, સીંધના માજી કમીશનર મી૦ યંગહસબંડ, ઇંડોર સ્ટેટના તબીબી રેસીડંસી સરજયન અને હાલના નામદાર વાઇસરાય લાર્ડ હારડીંજના સરજયન સર રોબર્ટસ વીગેરે મોટા અમલદારો સાથ મુલાકાત થઇ હતી.

મરહુમ મુલ્લાંજી સાહેબ બ્રીટીશ સરકારની હોરા કોમ જેવી એક વફાદાર પ્રજાના વડા ધર્મગુરૂ હોવાથી રાજયને લગતા જાહેર ઉત્સવના કાર્યોમાં પણ ભાગ લેતા હતા અને નામદાર શહેનશાહ જયોર્જ પાંચમા તખ્તનશીન થયા તે વખતે મુબારકબાદીનું માનપત્ર ચાંદીના સુંદર કાસકેટમાં રવાના કર્યું હતું તેમજ કોરોનેશન ઉત્સવ ઉજવવાના ફંડમાં સારી રકમ આપી હતી અને હાલની લડાઇમાં આ દેશમાથી ગયલા હિંદી સેપાહોના લાભ માટે ઉભા થયલા ઇમપીરીયલ ઇંડયન રીલીફ ફંડની અત્રેની શાખામાં તેમજ દખણના સરદાર તરીકે પુનાની શાખામાં રા૦ એકેક હજારની રકમ ભરી હતી, જે માટે નામદાર સરકારે ખાસ પત્ર મારફતે આભાર માન્યો હતો.

મરહુમ પોતાની પાછળ એક લાયક બેટા ભાઇસાહેબ ફઝલભાઇ સાહેબ કુતબુદીન અને બ્હોળુ કુટુંબ મુકી ગયા છે. ભાઇસાહેબ ફઝલ ભાઇ સાહેબ ૪૨ વર્ષની વયના છે અને તેઓ અરબ્બીના સ્કાલર છે તથા ગુજરાતી ઉપરાંત અંગ્રેજીનું જ્ઞાન પણ સારૂં ધરાવે છે. તેઓ પોતાના પીતાને ગાદી સંબંધી કામકાજમાં ઘણા મદદગાર હતા. અને હાલના મુલ્લાંજી સાહેબે તેમને ચઢીયાતો ઓધ્ધો એનાયત કર્યો છે.

## સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ.

નવા મુલ્લાંજી સાહેબ સૈયદના તાહેર સૈફુદીન કે જેઓ મરહુમ મુલ્લાંજી સાહેબ સરદાર સૈયદના મહમદ બુરહાનુદીનના સાહેબજાદા છે તેઓ સાહેબ તા૦ ૨૫મી જાનેવારી ૧૯૧૫ના રોજ ગાદીએ આવ્યા છે અને એહદ તા૦ ૪થી રબીઉલ આખર ૧૩૩૩ યાને તા૦ ૧૮મી ફેબ્રુઆરી ૧૯૧૫ને રોજ લીધા પછી ગાદીનશીનની ક્રીયાની મજલીશનો દીવસ તા૦ ૪થી જમાદીલ અવલ તથા તા૦ ૧૯મી મારચ અને શુકરવારનો ઠર્યો હતો તે શુભ દીવસ આજનો છે.

નવા મુલ્લાંજી સાહેબ ૨૭ વર્ષની વયના છે મરહુમ મુલ્લાંજી સાહેબ સર સૈયદના અબદુલા બદરૂદીન સાહેબ અને તેમના ભાઇની પાસે તેઓએ દીની વણી લીધેલી હોવાથી ઓલમા અને ચુનંદા અભ્યાસી તરીકે ગણાય છે. તેઓ અંગ્રેજી ભાષાનું પણ જ્ઞાન ધરાવે છે. તેમને તેમના પીતા અને મરહુ મુલ્લાંજી સાહેબના વખતમાં ગાદીના વહીવટ સંબંધી અનુભવ મળ્યો અને તેમને મરહુમ મુલ્લાંજી સાહેબના વખતમાં કોમી તકરારી સવાલો સોંપવામાં આવતા તેનો ઘણી સંતોષકારક રીતે નીવેડો કરતા હતા. કે જે માં મરહુમ નામદાર મુલ્લાંજી સાહેબ સંતોષ પામતા એટલુંજ નહીં પણ એક કેસમાં સીંધની જ્યુડીશીયલ કોર્ટે પણ તેમના ફેસલાને મોટું વજન આપ્યું હતું. તેમની જાણમાં રીબતા ફંડોની બીના આવતા તેને સારા પાયા ઉપર મુકવાની વલણ બતાવતા જણાયા છે અને તેનો દાખલો પણ કરાંચીના સબીલ ખાતાનો આપી શકાશે.

**શુભશુકન.**

સૈયદના તાહેર સૈફુદીન સાહેબ ગાદી ઉપર આવતાં શુભશુકન થયા છે. તેઓ સાહેબને ત્યાં ગાદી ઉપર આવ્યાના ૪૧મા દીવસે યાને તા૦ ૨૦મી રબીઉલ આખર અને તા૦ ૬ઠી માર્ચ શનીવારને રોજ સાહેબજાદાનો જન્મ થયો છે, જેનું નામ " મહમંદ " રાખવામાં આવ્યું છે. એ ઉપરાંત એક સાહેબજાદી છે.

નવા મુલ્લાંજી સાહેબ પોતાના વડવાઓના પગલે ચાલી પોતાની કોમના ધર્મ તરફના એતેકાદના તથા ગાદી માટેની ફીદાગરીની લાગણીના વધારા સાથે ગાદીની ઇજત આબરૂમાં વધારો કરે તથા પરમેશ્વર એમની ઉમર દરાજ કરે એમ ઇચ્છતાં હું ગાદીનશીનની મુબારકબાદી આપી આ લખાણ સમાપ્ત કરીશ.

સુરત તા૦ ૧૯-૩-૧૫ **લી૦ પ્રગટ કર્તા.**

